શો હતો. હમેશાં પોતાની પાસે એક સુકનાવળી રાખતો અને તેમાંથી મ-ળેલા સુકન પ્રમાણે કામ કરતો. જો કે સુકન, મુરત ખોટાં છે તોપણ મ-ળેલા સુકનથી સુકન માનનારો માણસ પાર પડશેજ એવી આશાએ ઉત્તે-જીત રહીને કામ કરે છે. એ સઘળા ઉપરથી આપણે કહી શકીશું કે, એ મોટો માણસ હતો. કલકત્તાવાળા પ્રખ્યાત બાબુ કેશવ ચંદ્રસેને એને મોટો માણસ ગણી ઇશ્વરી અંશ કહ્યો હતો અને શ્રીમદ્ભગવદ્ગીતામાં એનેજ મળતું કંઇ કહ્યું છે. અ. ૧૦. શ્લો. ૪૧.

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।

तत्तदेवावगच्छ त्वं मम तेजोंशसंभवम् ॥ ४१ ॥

અર્થ—જે જે પ્રાણી ઐશ્વર્યવાન, શોભાયમાન, અથવા બળ વગેરેથી મોટા છે તેમાં મારો અંશ છે એમ તમારે જાણવું.

નેપોલિયન કેદ પડયો ત્યારથી તેની અને તેના કુટુંબની દુર્દશા થઇ. એની માતુશ્રી કેવી ગુણવાન હતી, તે તો આપણે અગાડી કહી ગયા છીએ. તે ઇટાલીમાં રહેતી હતી, અને એણે નેપોલિયનને માંદો સાંભળીને સન ૧૮૧૮માં એકસલાચાપેલમાં એકઠા થએલા યુરોપના રાજાઓને એક વિ-નંતીપત્ર લખ્યો હતો, તે પત્રની મતલબ આ પ્રમાણે હતી. "મહારાજ, હું નેપોલિયન બોનાપાર્ટની મા છું. તેનો જીવ મારા જીવ કરતાં મને વધારે વાહાલો લાગે છે. પરમેશ્વર અત્યંત મોટો અને અત્યંત દયાળુ છે, અને તમે બધા તેના અંશની મૂર્તિઓ છો. દુનિઆમાં બધી વાતનો અંત છે. માટે હું તમને હાથ જોડી, ખોળો પાથરીને માગું છું કે, મારા છોકરાને બંધ-મુક્ત કરો, ને તેને દુઃખમાંથી છુટો કરો. મહારાજ આપ પરમેશ્વરના પ્ર-તિનિધિ છો. મારી અનાથની વિનંતિ કબૂલ કરો, તેથી આપના ઉદારપ-ણાની કીર્તિ દુનિઆમાં નિરંતર ગાજી રહેશે, ને તેથી આપને શોભા મળશે."

